ગુજરાત આનામાળા સિરીઝ ૧૦ મી.

સામાજીક-નવલકથા. Reg. No. 56

# સત્યવાન-સાવિત્રી.

પ્રયોજક અને પ્રકાશક—


ગોર, અંબાલાલ છગનલાલ બ્હેરા.

શીકા-( સ્ટેટ ઇડર મહિકાંઠા. )

સંસાર દર્શન વિનોદિની-કમલિની-રાણી દુર્ગાવતી, સવિતા સુશિલા-વિગેરેના કર્તા અને આનામાળાઓના લેખક,



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦. વિક્રમાબ્દ ૧૯૭૬.






કિંમત— ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલનો દોઢ આનો.

સત્યવાન-સાવિત્રી

# વિનંતિ પત્ર.

---

ગ્રાહકાન સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છુ તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્ત્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ જીજ્ઞાસા દૃષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઈ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૭.
જન્માષ્ટમિ.
અમદાવાદ.



આપનો સ્નેહાધીન.
ગોર અંબાલાલ છગનલાલ,
વડાગામ—(મહિકાંઠા)

# સત્યવાન–સાવિત્રી.

## પ્રકરણ ૧ લું.



આ એક જૂની વાર્તા છે. જેમાં એક પતિવ્રતા સ્ત્રિ અને બ્રહ્મચારીનો સંવાદ છે. વેદપારંગત–નિતિમાન સર્વ શાસ્ત્રોના જાણવાવાળા. વ્યાખ્યાન કરવામાં પ્રતિષ્ઠિત અને ધર્મ કાર્યમાં નિરત પરધર્મના વિમુખ–ઋતુ કાળ-માંજ પોતાની સ્ત્રિનો સંગ કરવાવાળા અગ્નિહોત્ર કરવામાં પરાયણ એક કસ્યપ નામનો બ્રાહ્મણ હતો. તે સંધ્યા સમયે અને પ્રાતઃકાળમાં અગ્નિમાં આહુતિ આપીને બ્રાહ્મણોને તૃપ્ત કરતા હતા. અને પોતાને ઘેર આવેલા અતિથીઓનું પુજન કરીને નરસિંહજીની પુંજા કરતા હતા. તેઓની સ્ત્રિનું નામ સાવિત્રી હતું. તે ઘણી ભાગ્યવાળી પતિવૃત્તા અને પોતાના પતિની સેવામાં તેમનેય હિત કરવામાં ઘણીજ ભાગ્યવતિ હતી. તેણીએ ઘણા દિવસ સુધી પોતાના પતિની સેવા કરી પરોક્ષ જ્ઞાન મેળવ્યું. તે સર્વ ગુણોથી સંપન્ન થઇને કલ્યાણ રતી અને અને નિંદા રહીત હતી. તે બંન્ને સ્ત્રિ પુરૂષ એટલે ધર્માત્મા બ્રાહ્મણ-દેવ કાસ્યપ અને સાવિત્રિ નંદિગ્રામ નામના તિર્થમાં રહેતાં હતાં અને સાવિત્રી અનુધ્યાન ધર્મ પરાયણ થઇને પોતાના પતિની સેવામાં રહેતી હતી.

એ નગરની ઉત્તર દીશા તરફ અયોધ્યાપુરીમાં રહેવાવાળો મહા બુદ્ધિમાન યજ્ઞ શર્મ્મા નામનો બ્રાહ્મણ તેની સ્ત્રિ રોહીણી સાથે રહેતો હતો. તે સ્ત્રિ ઘણીજ સાધુ પ્રકૃતિ વાળી હતી. સ્ત્રિઓનાં સર્વ લક્ષણોમાં સંપન્ન અને પતિની સેવામાં તત્પર રહેતી હતી. તેણીને એક પુત્ર થયો હતો, અને તે બ્રાહ્મણ યાચક વૃત્તિવાળો હતો, અથવા શિલાંચ્છ વૃતિવાળો હતો તેને ઘેર જ્યારે પુત્ર ઉત્પન્ન થયો, ત્યારે તે પંડીતે તેને સ્નાન કરાવીને જાત કર્મ કરી દીધું, અને તે પુત્રનું નામ દેવશર્મ્મા રાખ્યું. એટલું તો તે ગરીબ બ્રાહ્મણ કરી શકયો ન્હોતો કે, પુણ્યાહવાચન કરીને વિધિસહીત નામ રાખે, પણ ફક્ત કુટુંબીકજનો સહીત દેવશર્મ્મા નામ પાડયું હતું. જ્યારે તે એક વર્ષનો પુરો થયો ત્યારે વિધિપૂર્વક તેમું મુંડન કરાવ્યું. રહેતાં રહેતાં તે આઠ વર્ષનો થયો ત્યારે યજ્ઞોપવિત કરાવ્યું. એવી રીતે યજ્ઞોપવિત ધારણ કરીને પોતાના પિતા પાસે તે વેદ ભણ્યો, ત્હેમાં એકાદ વેદ ભણવાને બાકી રહી ગયો હતો. એટલામાં તે સ્ત્રીનો પતિ સ્વર્ગવાસ થઇ ગયો. પિતાના મર । પછી માતા સહીત તે પુત્ર ઘણોજ દુઃખી થયો, ત્યારે સર્વ લો એ તેને ધીરજ આપીને પિતૃ કાર્ય કરવાની તેને આજ્ઞા આપી, ત્યા વેદમાં જેમ પ્રેત કાર્યનું વિધાન છે. તેમજ દેવશર્મ્મા એ કર્યું, અ ગંગા આદીક તિર્થોમાં જઇને વિધિ સહિત સ્નાન કરીને તે ગા માં પહોંચ્યો કે જ્યાં સાવિત્રી રહેતી હતી. તે પતિવૃતા સ્ત્રીના ગા મમાં જઇને પોતાને બ્રહ્મચારી છે એવું નામ જાહેર કર્યું. એ ગામમાં ભી । માગી લાવીને, વેદ પાઠ ભણ્યાં કરે, અને દરરોજ હોમ યજ્ઞાદી કર . એમ કરતાં કરતાં તે નંદીગ્રામમાં ઘણા દિવસ રહી ગયો, અ ઘેર જ્યારે પતિ મરી ગયો, અને પુત્ર બ્રહ્મચારી થઇ ગયો

અને તિર્થોમાં ચાલ્યો ગયો ત્યારે કોઇ તેનું રક્ષક ન હોવાના કારણથી દેવશર્મ્માની માતા ઘણીજ દુઃખી થઇ.

આ એક દિવસની વાત છે કે–નદીમાં સ્નાન કરવાને માટે તે બ્રહ્મચારીએ પોતાનું વસ્ત્ર સુકવવાને ફેલાવ્યું અને સ્નાન કરી મૌન્ય-વ્રત ધારણ કરી જપ કરવા લાગ્યો, એટલામાં એક કાગડો અને એક બગલી ત્હેનાં વસ્ત્ર લઇને ઉડી ગયાં. તે જોઇને દેવશર્મ્માએ ઘણોજ બહુ બકારો કર્યો. તેના બોલવાથી તે બંન્ને પક્ષીઓએ તે વસ્ત્ર ઉપર વિષ્ટા કરી અને ત્યાં તે વસ્ત્ર પડતું મુકી ચાલ્યાં ગયાં, ત્યારે આકાશમાં ઉડતાં ઉડતાં તે બંન્ને પક્ષીઓને દેવશર્મ્માએ ઘણીજ રીસથી અને ક્રોધથી શ્રાપ આપ્યો. તેથી તે બંન્ને પક્ષીઓ શ્રાપના બળથી અગ્નિની માફક બળવા લાગ્યાં અને પૃથ્વીપર પડયાં. એ બંન્નેને મરી ગયેલાં અને પૃથ્વિપર પડેલાં જોઇને તે બ્રાહ્મણ ઘણોજ વિસ્મિત થયો અને કહેવા લાગ્યો કે–તપ કરવાને મારા જેવો કોઇ સમર્થ નથી અને આ પૃથ્વિપર તે નહીજ હોય. એમ માનીને તે નંદીગ્રામમાં ભિક્ષા માગવાને ગયો. તે બ્રાહ્મણોના ઘરોમાં ફરતો ફરતો તપશ્ચર્યાના ગર્વનો માર્યો. તે બ્રહ્મચારી તે ઘરના દ્વારપર પહોંચ્યો કે, જ્યાં તે પતિવ્રતા સાવિત્રિ રહેતી હતી. તે બ્રહ્મચારીએ જઇ અને ભિક્ષા માગી. પતિવ્રતાએ તે સાંભળ્યું; પરંતુ તે પહેલાં તેના પતિએ કાંઇ કામ કરવાની આજ્ઞા કરી હતી, એ કારણથી તે પોતાના પતિના કામમાં હતી, તે કામ કરીને તેણીએ પોતાના પતિના પગ ગરમ પાણીથી ધોઈ પતિને સમજાવી પટાવી, સંતુષ્ટ કરી, ભીક્ષા આપવા માટે ઘરમાંથી બહાર નીકળી, ત્યારે ક્રોધથી લાલ લાલ આંખો કરીને બ્રહ્મચારીએ

ને પતિવ્રતા સાવિત્રિને ભસ્મ કરી દેવાની ઇચ્છાથી ઘડીએ ઘડીએ તે પતિવ્રતાની તરફ આંખો ફાડી ફાડીને જોયું. તે સાવિત્રિ નામે પતિવ્રતાએ હસીને તે બ્રહ્મચારીને કહ્યું કે–મહારાજ ? હું નથી કાગડો કે નથી બગલી. જે તમારા ક્રોધથી મરીને નદીને તિર પૃથ્વિ ઉપર સરી પડ્યાં છે. હવે ભિક્ષા લેવી હોય તો ક્રોધ શાન્ત કરો અને ભિક્ષા લ્યો. જ્યારે સાવિત્રિએ એવું કહ્યું ત્યારે બાકના માર્યા આગળ આવી અને ભિક્ષા લીધી અને મગરૂરથી આ અર્થ જાણવા વાળી તેહની શક્તિ તો મનથી ચિંતા કરવા લાગ્યો. હવે તે બ્રહ્મચારી આશ્રમમાં ગયો. અને ત્યાં ભીક્ષા આપી દીધી. અહીં આ પતિવ્રતા સાવિત્રિ ભોજન કરી ચૂકી હતી અને તેનો પતિ પણ ગૃહસ્થ હતો. તે કાંઇક કામને માટે બહાર નીકળી ગયો. ત્યાર પછી તેને ઘેર જઇને તે પતિવ્રતાને બ્રહ્મચારી બોલ્યો.

કે હે પતિવ્રતા સુંદરી ? હું પૂછું છું તેનો ઉત્તર યથાર્થ કહો કે વગર જોયલી અને વગર સાંભળેલી વાત જાણી લેવાને આટલું બધું જ્ઞાન શા કારણથી તહમને મળ્યું તે કહો. તે સાધુ ચિત્તવાળી પતિવ્રતાને બ્રહ્મચારીએ એમ કહ્યું, ત્યારે તે પતિવ્રતાના ઘરમાંથી બહાર આવીને તે બ્રહ્મચારીને બોલી કે હે બ્રાહ્મણ જે વાત તમે મને પુછો છો, તે એકાગ્રચિત્ થઇને સાંભળો. જે પોતાના ધર્મથી વધેલું આ કર્મ છે તે હું તમને કહું છું કેઃ—

સ્ત્રીઓને પતિની સેવા કરવાનો સર્વો પરિધર્મ છે. એવીજ રીતે હે મહા બુદ્ધિમાન બ્રહ્મદેવ ? હું પતિ સેવાનો ધર્મ સદાય કરૂં છું, અને બીજા કોઇ પણ દેવની હું સેવા કરતી નથી. બસ દિવસ રાત્રી

સંદેહ રહીત થઇને એ કર્મ શ્રદ્ધાથી કરૂં છું, જેથી પતિને મ્હારા તરફનો પૂર્ણ સંતોષ રહેલો છે. બસ એમજ કરૂં છું ત્યારે મને વગર જોયે, વગર સાંભળે, સર્વ વાતોનું ગ્નાન પોતાના સ્થાનપર બેઠાં બેઠાં મળી જાય છે. વળી એ પણ તમને કહું છું કે ઇચ્છા હોય તો સાંભળો કે તમારા પિતાએ શિલોન્છ વૃત્તિ ધારણ કરી હતી, તેથી તેઓ અત્યંત શુદ્ધ હતા. તેનાથી વેદ ભણીને, પિતાના મરણ પછી પ્રેમ કરીને હે મહારાજ તરત આપ અહીં ચાલ્યા આવ્યા. ત્યાં બધે તપસ્વીણી અનાથ વિધવા ત્હમારી માતાને તમોએ છોડી દીધી અને પોતાના પેટને માટેજ દેશોદેશ રખડીને અહીં ચાલ્યા આવ્યા છો ઠીક: જેણે ત્હમને પ્રથમ ગર્ભમાં ધારણ કર્યા. નવ માસ જેણે તમારૂં જતન કર્યું—અને જેણે દસ વર્ષ સુધી તમારૂં પાલન કર્યું—તે માતાને છોડીને હે બ્રહ્મન્ ? વનમાં આવીને તપશ્ચર્યા કરતાં શું ત્હમને લાજ ન આવી ? હે વિપ્ર ! જેણે બાલ્યાવસ્થામાં જેણે તમારૂં મળમૂત્ર પોતાના હાથેથી ધોયું. એ દુઃખી માતાને ઘરમાં એકલી મુકીને રખડવાથી તમને શો લાભ થશે. જેથી તમોએ માતાને દુઃખ દીધું છે. એથીજ તમારૂં મુખ બોલી અશુદ્ધ સમજાય છે. તમારા પિતાએ તમને સંસ્કાર વિધિ કરી છે, એથીજ ત્હમારામાં આટલી પણ શક્તિ છે. માતાને તો તમારૂં કંઈ કામ નથી. તેમ માતાના ઉપકારમાં તમો કંઈ કામ લાગ્યા નથી. હે દુર્બુદ્ધિ, હે પાપાત્મન્ આ વખતે તમોએ ઘણાં પક્ષીઓને ભસ્મ કરી દીધાં છે. એથીજ ત્હમારૂં સ્નાન વૃથા છે. તમારૂં તિર્થ કરવું તે વૃથા છે, જપ હોમ કરવો તે પણ વૃથા છે. તો હે બ્રહ્મન્ તમો ફોકટજ જીવો છો; કારણ કે માતા અત્યંત દુઃખી છે જે માતૃ વત્સલ પુરૂષ નિરંતર પોતાની માતાનું રક્ષણ કરે છે તે

ધારો કે સર્વ અનુષ્ટાન કરે છે તે આ લોકમાં અને પરલોકમાં પણ સર્વ ફળ મેળવે છે. જે પુરૂષો પોતાની માતાનું વચન પાળે છે, તે આ લોકમાં અને પરલોકમાં પણ માન્ય છે, તે નમસ્કાર કરવાને યોગ્ય છે. જ્યાં ત્હમારી માતા છે ત્યાં આજે જઇને તેનું રક્ષણ કરેવું એ તમારૂ પરમ તપ છે, અને સર્વ વસ્તુઓના નાશ કરવાવાળા ક્રોધનો ત્યાગ કરો અને તમોએ જે બે પક્ષીઓ મારી નાખ્યાં તેમના પાપની શુદ્ધતાને અર્થે તમો તેઓનું પ્રાયશ્ચિત કરો. હે અતિથિ મેં સર્વે તમને વાત કહી. હે બ્રહ્મચારીન્ જો તમે સજજનોની ગતી ચ્હાવો છો તો તો એ સર્વે મેં તમને વાત કહી છે અને મારી સર્વ વાત કરો બ્રાહ્મણના પુત્રને એમ કહીને તે પતિવ્રતા ચૂપ રહી, અને તે બ્રાહ્મણ પણ પોતાનો અપરાધ ક્ષમા કરાવતો ને સાવિત્રિને બોલ્યો કે હે શ્રેષ્ટ રંગ વાળી અજ્ઞાનનો અંધકાર કરવાવાળી દેવી મારા પાપોની ક્ષમા કર. મેં ક્રોધથી ફોકટ તમારૂ અપ્રિય કરેલું છે તે ક્ષમા કરો. તમે મ્હારી ઘણાજ હીતની વાત કહી એનો હું ત્હમારો રૂણી છું. હવે ત્યાં જઇને જે જે કાર્યો મને કરવાનાં યોગ્ય છે તેને સર્વ મને બતાવો કે જેથી મારી સદ્‌ગતિ થાય. જ્યારે તે બ્રાહ્મણે એવું કહ્યું ત્યારે તે બ્રાહ્મણને તે પતિવ્રતા સ્ત્રી બોલી કે જે કર્મ તમારે કરવાને યોગ્ય છે, તે હું કહું છું તે સાંભળો ?

હે બ્રાહ્મન્ પહેલાં પોતાની ભીક્ષાનો નિશ્ચય કરીને પોતાની માતાનું પાલનપોષણ કરો અને એ બંન્ને પક્ષીઓનું પ્રાયશ્ચિત ગમે ત્યાં કરો, અથવા તો અહીં કરો, અને યજ્ઞ શર્મ્માની કન્યા તમારી સ્ત્રી થશે. તેને જઇને ધર્મથી ગ્રહણ કરો પણ જ્યારે તમો પોતાની મેળે યજ્ઞ શર્મ્માને ત્યાં જશો ત્યારે તે પોતાની મેળે તેની દીકરીને

તમને પરણાવશે. તે સ્ત્રીથી તમારે એક પુત્ર થશે. તે તમારી સંતતીને વધારવાવાળો થશે. જેવી તમારા પિતાની શીલવૃત્તિ હતી તેવીજ તમારી પણ થશે. અને જ્યારે તમારી સ્ત્રી મરી જશે ત્યારે તમો શ્રી દંડી થઇ જશો, એમ સંન્યાસાશ્રમ ને ધર્મ વિધિપૂર્વક માનવાથી અને નરસિંહજીના પ્રસાદથી તમો વૈકુંઠમાં જશો. તમોએ પૂછ્યું ત્યારે મેં તમને ભવિષ્ય કહ્યું. જો તમે તેને જુઠુ ન માનો તો મ્હારા વચન પ્રમાણે કરો. બ્રાહ્મણ બોલ્યો કે:—

હે પતિવ્રતા, હે શુભેક્ષણ, હવે હું માતાના રક્ષણને માટે જાઉં છું. અને ત્હમારા કહેવા પ્રમાણે કરીશ. પછી તે બ્રાહ્મણ દેવશર્મા એમ કહીને ઘણીજ શિઘ્રતાથી પોતાને ઘેર ચાલ્યો ગયો. 'ક્રોધ, મોહ છોડીને' પોતાની માતાની રક્ષા ઘણા યત્નથી કરવા લાગ્યો, પછી લગ્ન કર્યું. અને સુંદર પુત્ર ઉત્પન્ન થયો. સ્ત્રીના મરણ પછી સંન્યાસી થઇ ગયો અને પત્થર અને સુવર્ણને સરખાં સમજવા લાગ્યો અને નરસીંહજીના પ્રસાદથી પરમ સિદ્ધિને પામ્યો. ઇતિશિવમ્.



# अहिंसा.



વિત્ર સનાતન ધર્મમાં હિંસાને કિંચિત્ માત્ર પણ સ્થાન આપવું ન જોઇએ હિંસા શબ્દનો અર્થ પોતાના સુખને માટે બીજાનો પ્રાણાન્ત કરવો એજ છે. કહ્યું છે જે:—

**Good action, done with bad motives are bap and bad, ac'ions, done with good motives are good.**

**અર્થાત**—પાપ અને પૂણ્ય વિશેષ કરીને ચિત્તની ભાવના અવલંબન કરવા વાળા છે; કોઇ કહેશે કે, હિંદુ ધર્મમાં એટલું કટાક્ષ કેમ છે! એના કરતાં મુસલમાની ધર્મ સારો કે એમાં હિંસાનો નિષેધ છે ખરો; પણ માંસ આદીક ભોજન કરવામાં આવે છે. પરંતુ એ સમજવુ ભૂલ ભરેલું છે. કેમકે, કુરાનમાં સુરહજ આયાજ: ૩૬ માં

**लेइयनाल अल्लाह, लहु महा बलद्दिमा ।**
**पाहावलेकि नयना लह्, अतक वामिन्नकुम् ॥**

**અર્થ:**—માંસ અને રૂધીર ખુદાને પહોંચતુ નથી, એના ઉપર કાંઇ પ્રતિ પક્ષી ઉત્તર આપશે જે; આ વચન મક્કાની યાત્રા કરવા વાળાઓ માટેજ આપેલું છે. અને યાત્રા સિવાય બીજે કોઇ પણ ઠેકાણે હિંસા કરવી એવો પ્રતિબંધ નથી. એ કહેવું મૂર્ખ ભરેલું છે.

કોઈ કલેકટર સાહેબે કોઇ બદમાસને એવું કહ્યું જે; હવે ત્હારી

લુચ્ચાઇ અમાગ જોવામાં ન આવવી જોઇએ, તો શું એનો એવો અર્થ થશે કે: કલેક્ટર સાહેબની દ્રષ્ટિ અલગ માર્ગો ઉપર એ બદમાસ ચાહે ત્હેવા પ્રકારે લુટફાટ અને ખુન ખરાબી કરશે ? "ત્હેવી જ રીતે અમૂક સ્થાનપર હિંસા કરે અને અમૂક સ્થાનપર ન કરે એવા એ વચનનો અર્થ નથી કિંન્તુ તેનાથી સર્વ સ્થાનો ઉપર હિંસાનો નિષેધમાં નિષેધ છે તો વળી ક્રિશ્ચિયન: ( ખ્રિસ્તી ) ધર્મના બાયબલમાં કહ્યું છે જે:—

To what purposes the mu'titude of your sa:rifices un to me.

Said the lord. I am full of the burn offer- ings and the fat of the fed beasts I belight not in the blccd cf bullocks, or cf the lamls; or of the gcats; ( ઇસીયા ચેપ્ટર ૧ લો )

એવું લખ્યું છે જે હેવ સ્પસ્ટ રીતે કહ્યું છે જે. બળદ, ઘેટાં, બકરાં અને બકરીઓના રૂધીરથી હું પ્રસન્ન થતો નથી તેવીજ રીતે ( રોમન્સ ચેપ્ટર ૧૩ માં )

Behold I have given you every here bearing seads and trees yielding fruits they shall be your meat.

એવી વનસ્પતિનો આહાર કરવાની આજ્ઞા આપી છે અને માંસનો નિષેદ્ધ કર્યો છે: વળી આગળ કહ્યું છે જે "તમારા હાથ ખુનથી ભરેલા છે. તેથી હું તમારી બંદગી સ્વિકારતો નથી."

એવા પ્રકારે સંસારના સર્વે ધર્મોમાં હિંસાનો નિષેધ છે; એ વાત જણાઇ ગઇ અને-**Free thinkers** એ પાર્ટીના લોક શબ્દ પ્રમાણને માનતા નથી હવે ત્હેના સમાધાનને અર્થે હું એક બીજા પ્રકારે અર્થાત--**Natural philosophy**ની દ્રષ્ટિથી એ વિષયનો વિચાર કરૂં છું. બળદ, ગધેડુ, ઘોડુ, હાથી વિગરે જે પ્રાણીઓ છે તે ઘાસ પાંદડા અને અન્ન ખાય છે. અને એ માંસ ભક્ષક કહેવાય નહિ તેમ મનુષ્ય પણ પોતાનું જીવન વનસ્પતિ; (ફળફળાદીક) અને અન્નથી પુરૂ કરે છે. એ કારણથી ત્હેને પણ માંસ ભક્ષણ કહેવું એ અધિકાર નથી. કોઈ લોક મનમાં કહે છે જે, **oh, weak point**— વાઘ, કાગડા, કૂતરાં, બિલાડાં વિગેરે જે માંસાહારી પ્રાણીઓ છે. એમને કેમ કોઈ સમજાવતું નથી એના સમાન માણસ પણ માંસાહારી થઇ શકે એ કહેવું ઠીક છે. બીજા કેટલાક એવું કહે છે જે; અમે ગધેડાઓની શ્રેણી (વાત)ને માનતા નથી, અને અમે માંસાહારી પ્રાણીઓની શ્રેણીમાં છીએ. પરંતુ એનું કહેવું ક્ષણ ભરતો ઠીક છે, અને એવા નિશ્ચયવાળા માણસને બંન્ને વર્ગમાં ઉભું કરીએ છીએ.

કોઈ ઠેકાણે ચોરી અથવા ખુન થયું. હવે ત્હેનો પત્તો લગાડવાને એના સ્હામેના મકાનોની તપાસ કરવામાં આવે છે. એક દેશમાં ચોરી થઈ અને બીજા દુર દેશમાં ત્હેનો પત્તો લગાડયો એ કદી કોઈ માની શકતું નથી. હવે કોઇના ખેતરના પાક ઉપર વિવાદ થયો, અને ત્હેની સામેના ખેતરનો અંદાજો કરીને રાજા નિર્ણય કરે છે, અને ત્હેમાં ખાવાના સંબંધમાં વિવાદ થતા. તેમાં પાણીનું પણ કામ ચાલે છે અને પાણીવાળાઓની સાક્ષી લઇ ત્હેની સમજુતી કરે છે. હવે જોવું જોઇએ કે ગાય અને સિંહ આદીની પાણી પીવાની કેવી

રીતી છે ? કે ગાય વર્ગનાં પ્રાણીઓ પોતાના હોઠથી ખેંચીને પાણી પીએ છે, અને સિંહ આદી પ્રાણીઓ પોતાની જીભ બહાર ક્હાડી જળ પર્યંત લાંબી કરી ચપ ચપ શબ્દથી પાણી પીએ છે. હવે માણસો તેમ કેમ પાણી પીતાં નથી, અને શ્વાસ ખાતાં નથી. તેઓને કોની શ્રેણીમાં ગણવાં. અમે પોતાની પીવાની વસ્તુઓ કલસ (લોટા) થી નહિ પણ હોઠોદ્વારા એ ચપ ચપ પી લઇશું. એમ કોઇ માંસાહારી મનુષ્ય કહેશે તો તે વાત અશક્ય અને સૃષ્ટિક્રમ વિરૂદ્ધ છે.

બીજું પ્રમાણ એવું છે કેઃ—માણસના દાંત અને નખોનો આકાર ગાય વિગેરે અથવા વાંદર આદીના દાંત અને નખોની બરાબર છે. ડર્વીનની કલ્પનાનો હમણાં ઘડીભર જો વિચાર કરીએ તો માનવામાં આવે કે, વાંદર પણ પોતાની દશામાં સુધરતાં સુધરતાં મનુષ્ય બની ગયું છે. તો જુઓ, હવે પહેલી દશામાં તે વાંદર માંસ ખાતું નહોતું તો હવે સુધરી ગયલી દશામાં તો તેને અવશ્ય ત્યાગ કરવો જોઇએ.

ત્રીજું પ્રમાણ એવું છે જે—નેત્ર આદીકની રચના જોતાં માણસની બરોબરજ ગાય વિગેરેની આંખો છે. સિંહ વિગેરેની ત્હેવી આંખો હોતી નથી. સિંહ, બિલાડા, હિંસક પશુઓની સ્થિતિ એથી પ્રતિકુળ છે. અર્થાત તેઓની આંખોની દિવસની અપેક્ષા રાત્રે અધિક જણાય છે. જેમ જેમ દિવસ ચડતો જાય તેમ તેની આંખોની પુતળીઓ ન્હાની થતી જાય છે, ને રાત્રે ધીરે ધીરે ફેલાતી જાય છે ને સાયંકાળ પછી તો તે પહેલી દશામાં આવી જાય છે. તેમ ગાય આદીકની એવી દશા થતી નથી. એવી પરીક્ષાની માણસને ગાયના વર્ગમાં ગણવું જોઇએ.

ચોથું પ્રમાણ એવું છે જે—પરિશ્રમથી ગરમી લાગતાં જેમ

માણસને પરસેવો છુટે છે તેમ હિંસક પશુઓમાં થતું નથી, એથીજ માણસની સમતા ગાય આદીક વર્ગમાં થઇ શકે છે. જેમ માણસને પરસેવો ન છુટવાથી એની પ્રકૃતિ તાવમાં ભરાઈ આવે છે, તેમ સિંહ વર્ગમાં પ્રાણીઓને પરસેવો છુટતાં તેને કાંઇ રોગ લાગુ પડયો છે એમ સમજી જાય છે.

પાચમું પ્રમાણ એ છે જે—કોઇ એમ કહેશે કે અમારે બે અણીદાર દાંત છે. એ નિઃસંશય હિંસક પશુઓના વર્ગમાં ગણવું જોઇએ. તો તેનો ઉત્તર એવો છે જે, ખાદ્ય (ખાવાનો પદાર્થ) પેય (પિવાનો પદાર્થ) લેહ્ય (ચાટવાનો પદાર્થ) અને ચોષ્ય (ચૂસવાનો પદાર્થ) ચાર પ્રકારનું ભોજન છે. એમાં બદામના ગોળા આદિક કઠ્ઠા પદાર્થો ફોડવા એના માટે ઇશ્વરે અણીદાર દાંત આપેલા છે. માંસ ભક્ષણને માટે આપ્યા નથી. ઉપરના અનેક પ્રકારની પરિક્ષા કરતાં મનુષ્ય માંસાહારી પ્રાણી નથી એમ સિદ્ધ છે અને એ સત્ય છે.

માંસ ભક્ષી મનુષ્યને કયાંઈ મદદ ન મળતાં તે કહેશે કે, દેવીના ઉપાસક વામ માર્ગી જે સાકત છે તેમાં હું ચાલ્યો જઇશ તો મારો નિર્વાહ થઈ જશે કેમકે એ મતના લોક કહે છે કે—

**गोमांस भक्षये नित्यं पिवेदमर वारुणीम्**
**कुलिनं तमहंमन्ने इतरोकुल घालका ॥**

અર્થાત દરરોજ ગૌ માંસ ખાય, અમરવારૂણી (મદ્ય) નો પ્યાલો ઉડાવે એ કુલીન કહેવાય, બાકીના સર્વ કુલ ઘાતક સમજવા. પરંતુ એઓની એવી સમજ ભૂલભરેલી છે. એ શ્લોક તંત્ર શાસ્ત્રનો નથી પરંતુ યોગશાસ્ત્રનો છે.

गोशब्देनो हिताजिव्हा तत् प्रवेशोाही तालुनी
गोमांस भक्षणम् ततुं महापातक नाशनं ॥
जिव्हा प्रवेश सद्भुत वन्हिनो पादिताखलु
चंद्रान्स्रव तियःसारः मस्यादमर वारुणी ॥

એવી રીતે ઉલટસુલટ ન્હાના પ્રકારના ઉલટા અર્થ કરી સ્વાર્થ સાધનાને લીધે સાધુ બનેલા લોકો—ભોળા અને અજાણ્યા પુરૂષોને આવી ખોટી શિખામણો આપે છે અને એ બિચારાઓ ભયંકર પાપ યાતનાઓ ભોગવે છે. હવે એવા માણસોથી સાવધ રહેવું જોઇએ. એ વાત આજે આપણે સંક્ષેપમાં કહી યજ્ઞમાં જે પશુની હિંસા થાય છે તે હિંસા કહેવાય છે કે નહિ તે મોટો પ્રશ્ન છે. પરંતુ તે હિંસા ના ખરીજ. એવું પાલન અને અહિંસા ધર્મનું ઉત્તમ પ્રકારે આચરણ કરવાથી માણસનો ઉદ્ધાર કેવી રીતે થાય છે તે વિષે ગયા પ્રકરણમાં જણાવ્યું છે. અસ્તુ.



સામાજીક, ધાર્મિક અને નૈતિક વિષયોથી ભરપુર.

# અમારાં લોકપ્રિય પુસ્તકો.



| પુસ્તક. | વિષય. | છુટક નકલની કિંમત. |
|---|---|---|
| ૧ લું— | શિવ પાર્વતી વિવાહ ... ... ... | ૦—૨—૦ |
| ૨ જું— | શ્રી નૃસિંહાવતાર ભાગ ૧ લો ... ... | ૦—૧—૬ |
| ૩ જું— | શ્રી નૃસિંહાવતાર ભાગ ૨ જો ... ... | ૦—૧—૬ |
| ૪ થું— | તારકાસુર વધ... ... ... ... | ૦—૨—૦ |
| ૫ મું— | રાજા સંન્તનું ... ... ... ... | ૦—૧—૬ |
| ૬ ઠું— | મહિકાંઠામાં દારૂની બદી ... ... ... | ૦—૧—૬ |
| ૭ મું— | ગણપતિ યુદ્ધ વર્ણન ... ... ... | ૦—૨—૦ |
| ૮ મું— | સ્નેહબાળા ... ... ... ... | ૦—૧—૬ |
| ૯ મું— | મોટરસર્વિસ ... ... ... ... | ૦—૧—૬ |
| ૧૦ મું— | સત્યવાન સાવિત્રી ... ... ... | ૦—૧—૬ |
| ૧૧ મું— | ચમાર ભક્ત રોહીદાસ ... ... ... | ૦—૨—૦ |
| ૧૨ મું— | બલીદર્પહરણ ... ... ... ... | ૦—૧—૦ |

નોંધ—ઉપરના બાર અંકોની વી. પી. સહીત ફક્ત રૂ. ૧—૨—૦ પડશે. તો મંગાવનાર વાંચકોએ નિચેના સરનામે પત્રવ્યવહાર કરવો.

ગોર અંબાલાલ છગનલાલ
C/o ગુજરાતી પંચ ઓફીસ
પાંચકુવા—અમદાવાદ.

શાહ પિતામ્બરદાસ ઝવેરદાસ.
પોસ્ટ વડાગામ મુ. વડાગામ.
વાયા—તલોદ. એ. પી. રેલ્વે.

અમદાવાદ, ધી ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું ઠે. પાંચકુવા.

